# भर्तभाष्य.



આવૃત્તિ પાંચમી.

છાપનાર-ઉમેદરામ નગીનદાસ સૌદાગર પ્રેસના માલીક

ઠે૦ બક્ષી હરિયાવહેલ પાસે-સુરત.

[ કિંમત પોણો આનો. ]

૧૯૧૪.




રચી તથા છપાવી ઉમેરેઠ મુકામેથી પ્રસીદ્ધ કરનાર.

કવિ૦ ભોળાનાથ રાજારામ કડાક

**ઠો૦ વેરઈ માતાનો ખાંચો—ઉમરેઠ.**

રાજારામ પ્રેસના માલીક.

જીલ્લે—ખેડા.

છાપનાર—ઉમેદરામ નગીનદાસ સોદાગર પ્રેસના માલીક

ઠો૦ બક્ષી દરિયામહેલ પાસે—સુરત

૧૯૧૪.

# અર્પણપત્રીકા.

નેક નામદાર ખાન બહાદુર શેઠ બમનજી એદલજી મોદીજી ખેડા જીલ્લાના માજી ડી° ડી° કલેકટર સાહેબ,

મુ° સુરત.

સાહેબ બહાદુરની સેવામાં કસ્બે ઉમરેઠ જીલ્લે ખેડાનો રહેનાર કવિ° ભોળાનાથ રાજારામ કડાક આશીર્વાદ સાથે વિનંતી કરૂ છું, કે આપ સાહેબે ખેડા જીલ્લામાં ઘણીજ લાંબી મુદ્દત સુધી બ્રીટીશ સરકારના પ્રતિનિધી તરીકે નેક અમલ બજાવી ભયંકર પ્લેગના સમયમા પરજાને અતી સુખ આપેલાં છે.

બ્રીટીશ સરકાર પ્રત્યેનો અપૂર્વ મમતા ધરાવનાર, કાયદા કાનુનો અમલમા લાવી પ્રજાને સુખ આપનાર અને ગરીબ રાજ્યભક્તોની પીછાન કરી પદરનો આશ્રય આપનાર, આપના જેવા ખાનદાન કુળવાન અને વિદ્વાન સીરદાર પ્રજાને પૂર્ણ ભાગ્યેજ મળી આવે છે.

ઉપરને કારણે આ અવસરને અનુસરતી આ સાથે જોડેલી ભર્ત ભાષ્ય નામની કવિતા આપ બહાદુર સીરદારને અર્પણ કરૂ છુ.

આપનો હમેશનો સુભેચ્છક સેવક,

**કવિ° ભોળનાથ રાજારામ કડાક**

વફાદાર રાજ્યભક્ત

મુ° ઉમરેઠ, જીલ્લે ખેડા.

# भर्तभ ष्य.

કરવું હોય તે કરે, કૃષ્ણને કરવું હોય તે કરે;
કમાણી કપટ કરી શું ભરે; કૃષ્ણને કરવું હોય તે કરે. એ રાગ.

શ્રી દીલ્લીપતિ ભૂપાળ, જોર્જનો થાશે જય જયકાર;
વદે ભર્તવેદ વિસ્તાર, જોર્જનો થાશે જય જયકાર; ટેક.

ભર્ત બંદગી કરે ભૂધરની, કરય હરી અરિ સંહાર;
વચન વેદનાં વાંચી વિરજન, કરે હર્ષ હોકાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧

જોર્જ પંચમ મ્હારાણી શ્રી, મેરી દીન દયાળ;
પુર્ણ પુન્ય વિકટોરીયા માનુ, વિશ્વ વિષે વિષાળ;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૨

ખટ ખલકમાં રિપુ સર્વના, વદે વેદ વિસ્તાર;
કામ ક્રોધ ને મોહ લોભ, અન્ય મચ્છર ને હંકાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૩

રિપુ ત્યાગી શ્ર જોર્જ પંચમં, જન સઉ કરે જુહાર;
ખટ મીત્રો મળીયા જર્મનને, બંધ કર્યાં દશદ્વાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૪

બોધ કર્યા શ્રી જોર્જ પંચમે, પ્રીત્યે સમજી પ્યાર;
જર્મનશાએ જરા ન માન્યા, ચઢયો ખરા પર ખાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૫

રાય રાવણે ખટ મીત્રો શું, પોતે જોડયો પ્યાર;
રામ વચન રૂદયે નવ વશીયાં, સઘ થયો સંહાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૬

મરતા દેખે અતી મ્હારથી, દીલ નહી દયા લગાર;
મતી હીન મીત્રોથી વાધ્યુ, ઉર અભીમાન અપાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૭

રાવણ રામની એક રાશમાં અક્ષર ત્રણ બે સાર;
જર્મન જોર્જ પણ એક રાશનો, વીરજન કરે વીચાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૮

ત્રી અક્ષર દ્વીતીયાએ તોડયા, વરત્યો જય જયકાર;
આ અવસર પણ ત્રીને ટોડી, ખટ કરશે ખાંખાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૯

હજી ચેતે ચેત્યાનો અવસર, વદને કરી વિચાર;
ભર્ત ભાષ્યમાં ભુલ્ય પડે નહી, અદલ આધ આધાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧૦

ધન્ય લેડી શ્રી હાર્ડીંઝ તમને, જાયો રણ કુમાર;
રણક્ષેત્રમાં ખાંડે ખેલ્યો, વાધ્યો યશ વિસ્તાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧૧

ભર્ત ભૂમીમાં મ્હોટા મારથી, વીર વડા વીક્રાળ;
કરે યુદ્ધ વેદ મંત્ર યુકિતથી, કાળ તણા મ્હા કાળ;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧૨

રાંણા રાય રજવાડા રજપુત, માંની મીત્રાચાર,
પ્રજા પ્રતાપી ભર્ત ભૂમીના, તન ત્રુજે તૈયાર
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧૩

મુંબાઇ ગવરનર વોઇસરોય શું, વદે હિંદ વિસ્તાર;
જર્મનશા શું કરી ઝપાટો, કરીએ તારો તાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧૪

વોઈસરોય ઘણુ વારિ રાખે, શુરા સૌ સીરદાર;
દીલ્લીપતિ દંપતિએ માન્યા, ઉદયાદીત ઉપકાર;
જોર્જનો થાશે જય જયકાર; વદે—૧૫

દીલ્લીપતિ દંપતિ દયાળુ, પરજા ઉપર પ્યાર;
શાંત સંપતિ ધારે ધ્યાનમાં, ખલક ન થાય ખુવાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧૬

શાંત સંપતિ મન ન માની, વાધ્યો અતી હુંકાર;
જર્મનશા શું કર્યા ઝપાટો, હિંદે કર્યો હોકાર,
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧૭

ચઢયા યુદ્ધમાં બ્હાદુર બળીયા, અતિરથિ ઘોડેસ્વાર;
રાંણા રાય રજપુતો હિંદના, કમર કશી તલવાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૧૮

દીલ્લીપતિ પરજાની પ્રીતિ, અપરંપાર અપાર;
હઠયા હરામી હઠયા ગપાટી, સુણી હિંદ હાંકાર,
જોર્જનો થાશે જય જયકાર, વદે—૧૯

લડાઈ ફંડમાં ધન્ય ધમકારે, આવે ધમધોકાર;
મુંબાઈ ગવરનર વોઈસરોય, અતી માને મન ઉપકાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૨૦

મુંબાઈ ગવરનર લેડી સાથ, શ્રી ફરતા ઠારોઠાર;
અતી શ્રમ લેઈ આપે દીલાસા, પરજા ઉપર પ્યાર
જોર્જનો થાશે જય જયકાર. વદે—૨૧

વિજય વધાઈયો દીલ્લીપતિની, વદતાં નરને નાર;
જર્મન શેન્યા નાઠી દો દશ, મ્હોકમ પડીયો માર;
જોર્જનો થાશે જય જયકાર, વદે—૨૨

કલેકટર કમીશનર જજ ગવરનર, પોલીસ અમલદાર;
હિંદુ મોમેડન સજન સીરદાર, મ્હાજન મામલતદાર;
જોર્જનો ઈચ્છે જય જયકાર. વદે—૨૩

વર્ણું હરાડે વદે હિંદની, સુણ્ય પ્રભુ અમ પોકાર;
જુલમી શત્રુઓ જમપુર તેડો, અટકે ખલક ખુઆર;
જોર્જનો કર્ય પ્રભુ જય જયકાર; વદે—૨૪

બાવન ઓલીયાઈ તપ્ત ભુવનનો, અસલથી આધાર;
કમળાપતિ સમપતિને પરખે, ભડ ભૂપત ભરથાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૨૫

જોયો ઝપાટો અતી ભારથાથી, ડોલ્યાં દસ દીગપાળ;
અતી બળ પ્રબળ પતિનું પેખ્યુ, સ્વરગ મ્રતુ પાતાળ;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૨૬

ગુણ ગંભીર જોઈ દીલ્લી ગાદી, વિનવે વારંવાર;
અરિ હરી વેગે મળશો વાલ્યમ, પતિ મુજ પ્રાણાધાર;
જોર્જનો થાશે જય જયકાર. વદે—૨૭

અતી વર્ષે પતિ મળીયા મુજપર, કૃપા કરી કીરતાર;
પટરાણી શ્રી મેરી પાટવી, અચળ તપો અધીકાર;
જોર્જનો કર્ય પ્રભુ જય જયકાર.—૨૮

વૈરીહરણ વ્યારાહી દેવી, વસુધા વિશ્વાધાર;
ભોળાનાથ કહે ભગવતિ કર્શો, શત્રુનો સંહાર;
જોર્જનો કર્ય અંબ જય જયકાર. વદે—૨૯



૫૪૫૭ 

# શ્રી બ્યારાહી દેવીના ચાચરમાં ગવાએલુ.

## (राग राज गीतनो.)

કર્ય વિજય જોર્જનો, તુ હે જગત્પતિ;
અરિ હરીને હર્ષ આપ્ય, હિંદને અતી. કર્ય

દયાળ જોર્જ મેરી, દંપતિ મહામતી;
ધર્મ પતિ દીલ્લી પતિ, હિંદની રતી. કર્ય

જુલ્મી જર્મન શાહુની, મા ભ્રષ્ટ થઈ મતી;
કામ ક્રોધ મોહ મચ્છર, વાધીયો અતી. કર્ય

મન મદાંધ દેવળ ટોડે, ઘાતકી ગતી;
પતંગ સમ વાધી મન, અંતની મતી. કર્ય

રાવણુ રોળી રામે કરી, સુખની ક્રતી;
ઝટ જાગ્ય ભય ભાગ્ય, ભોળી ભગવતિ. કર્ય

નર--નાર્ય બાળી--બાળ, વિનવે અતીઃ
વદે ભોળાનાથ પ્રભુ, વિનય વિનતી. કર્ય